૫૪૧૦

# અથ શ્રી

# મહાવીર સ્વામિના પાંચ કલ્યાણકનું સ્તવન.



॥ પ્રભુ ચિત ધરીને અવધારો મુજ વાત ॥ એ દેશી. ॥

સરસ્વતી ભગવતી દીઓ મતિ ચંગી, સરસ સુરંગી વાણ ॥ તુજ પસાય મયિ ચિત્ત ધરીને, જિન ગુણ રયણની ખાણ ॥ ગિરૂઆ ગુણ વીરજી, ગાઇશું ત્રિભુવન રાય ॥ જશ નામે ઘર મંગલ માળા, તસ ઘર બહુ સુખ થાય. ॥ ગિરૂઆ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ જંબુદ્વીપ ભરતક્ષેત્ર માંહે, નયર માહણકુંડ ગ્રામ ॥ ઋષભદત્ત વર વિપ્ર વસે તિહાં, દેવાનંદા તસ પ્રિયા નામ ॥ ગિરૂઆ૦ ॥ ૨ ॥ સુર વિમાન વર પુષ્પોત્તરથી, ચવિ પ્રભુ લીયે અવતાર ॥ તવ તે માહણી રયણી મધ્યે, સુપન દેખે દસ ચાર ॥ ॥ ગિરૂઆ૦ ॥ ૩ ॥ ધુરે મયગલ મલપતો દેખે, બીજે વૃષભ વિશાળ ॥ ત્રીજે કેશરી, ચોથે લક્ષ્મી, પાંચમે કુસુમની માળ ॥ ગિરૂઆ૦ ॥ ૪ ॥ ચંદ્ર, સુરજ, ધ્વજ, કળશ, પદમસર, દેખે દેવવિમાન ॥ રયણરેલ રયણાયરરાજે, ચોદમે અગ્નિ પ્રધાન ॥ ગિરૂઆ૦ ॥ ૫ ॥ આનંદભર જાગી સા સુંદરી, કંતને કહે પરભાત ॥ સુણીય વિપ્ર કહે તુમ સુત

હોશે, ત્રિભુવન માંહે વિખ્યાત ॥ ગિરૂઆ૦ ॥ ૬ ॥ અતિ અભિમાન કીયો મરીચય ભવેં, ભવિ જુઓ કર્મ વિચાર ॥ તાત સુતાવર તિહાં થયા કુંવર, વળી નિચ કુળે અવતાર ॥ ગિરૂઆ૦ ॥ ૭ ॥ ઇણે અવસર ઈંદ્રાસન ડોલે, નાંણે કરી હરી જોય ॥ માહુણી કુખે જગગુરૂ પેખી, નમી કહે અઘટતું હોય ॥ ગિરૂઆ૦ ॥ ૮ ॥ તતક્ષણ હરણીગમેષી તેડાવી, મોકલીઓ તેણે ઠામ ॥ માહુણી ગર્ભ અને ત્રિસલાનો, બિહુ બદલી સૂર જાય ॥ ગિરૂઆ૦ ॥ ૯ ॥ વળી નિશિભર એ દેવનંદા, દેખે એ સુપન અસાર ॥ જાણુ એ સુપન ત્રિસલા કર ચઢિયાં, જઇ કહે નિજ ભરતાર ॥ ગિરૂઆ૦ ॥ ૧૦ ॥ કંત કહે તું દુઃખ હર સુંદરી, મુજ મન અચરિજ એહ ॥ મરૂથલ માંહે કલ્પદ્રુમ દીઠો, આજ સાસય ટળ્યો તેહ ॥ ગિરૂઆ૦ ॥ ૧૧ ॥

---

## ॥ ઢાળ ૨ જી. ॥

નયરી ક્ષત્રિયકુંડ નરપતિ, સિદ્ધારથ ભલોએ ॥ આણુ ન ખડે તસ તણી, જગ જસ નિરમલોએ ॥ તસ પટરાણી ત્રિસલા સતી, કુખે જગપતીએ ॥ પરમ હરષ હઇયડે ધરી, ઠવિયા સુરપતિએ ॥ ૧ ॥ સુખ સજ્જા એ દેવી પોઢીયાં, ચૌદ સુપન લહેએ ॥ જાગતિ જિન ગુણ સમરતિ, હરખતિ ગહ ગહેએ ॥ ૨ ॥ રાજહંસ ગતિ ચાલતી, પિયુ કને આવતીએ ॥ પ્રહ ઉગમતે સુરકે,

વિનવે નિજ પતિએ ॥ ૩ ॥ વાત સુણી રાય રંજીઆ, પંડિત તેડીયાએ ॥ તેણે શુભ સુપન વિચારવા, પુસ્તક છોડીયાએ ॥ બોલે મધુરી વાણ કે, ગુણનિધિ સુત હોસે-એ ॥ સુખ સંપત્તિ ઘરે વાધશે, સંકટ ભાજસેએ ॥ ૪ ॥ પંડિતને રાય તુઠીયા, લચ્છી દીધે ઘણીએ ॥ કહે એહ વાણી સફળ હોજયો, અમને તુમ તણીએ ॥ નિજપદ પંડિ-ત સંચરયા, રાય સુખે રહેએ ॥ દેવી ઉદર ગર્ભ વાધતો, શુભ દોહલા લહેએ ॥ ૫ ॥ માત ભકિત જિનપતિ કરે, ગર્ભ હાલે નહીંએ ॥ સાત માસ વોલી ગયા, માય ચિંતા લહીએ ॥ સૈયરને કહે સાંભળો, કોણે મારો ગર્ભ હરયો એ ॥ હું ભોળી જાણું નહીં, ફોગટ પ્રગટ કીઓએ ॥ ૬ ॥ સખી કહે અરિહંત સમરંતાં, દુઃખ દોહક ટળેએ ॥ તવ જિન જ્ઞાન પ્રયુંજીઓ, ગર્ભથી સળસળેએ ॥ માત પિતા પરિવારનું, દુઃખ નિવારીયુંએ ॥ સંયમ ન લેઉં માય તા-ય છતાં, જિન નિરધારિયુંએ ॥ ૭ ॥ અણ દીઠે મોહ એવડો, કિમ વિછુઓ ખમેએ ॥ નવ મસવાડા ઉપરે, દિન સાડા સાતમેએ ॥ ચૈત્ર શુકલ દિન તેરસે, શ્રી જિન જ-નમિયાએ ॥ સિદ્ધારથ ભૂપતિ ભલા, ઓચ્છવ તવ કીયાએ ॥ ૮ ॥

॥ વસ્તુ ॥ પુત્ર જનમ્યો પુત્ર જનમ્યો, જગત સણગાર ॥ સિદ્ધારથ નૃપ કુળ તિલો, કુલ મંડણ કુળ તણો દીવો ॥ શ્રી જિનધર્મ પસાઉલે, ત્રિસલા દેવી સુત ચિરંજીવો ॥ એમ

આશીશ દીએ ભલી, આવી છપ્પન્ન કુમાર ॥ સુતિ કર્મ કરે તે સહી, સોહે જિસી હરિની નાર. ॥ સોહે૦ ॥ ૧ ॥

---

## ॥ ઢાળ ૩ જી. ॥

॥ નમણીના દેશી. ॥

ચળ્યુ રે સિંધાસણ ઇંદ્ર, જ્ઞાનેનિરખતાએ॥ જાણી જનમ જિનેંદ્ર, ઇંદ્ર તવ હરખતાએ ॥ ૧ ॥ આશનથીરે ઉઠેવ, ભકિતયે થુણ્યુએ ॥ વાગે સુઘોષા ઘંટ, સઘળે રણઝણ્યુએ ॥ ॥ ૨ ॥ ઇંદ્ર ભુવન પતિ વીશ, વ્યંતર તણાએ ॥ બત્રીશ રવિ શશિ દાય, દશ હરિ કલ્પનાએ ॥ ૩ ॥ ચોસઠ ઇંદ્ર આણંદ, પ્રણમી કહેએ ॥ રત્ન ગર્ભા જિન માત, દુજી એસી નહીંએ ॥ ૪ ॥ જન્મ મહોચ્છવ દેવ, સવિહુ આવિયાએ ॥ માય દેઇ નિંદ્રા મંત્ર, સુત લેઇ મેરૂ ગયાએ ॥ ૫ ॥ કંચન મણિ ભૃંગાર, ગંધાદકે ભરયાએ ॥ કિમ સહેસે લઘુ વીર, હરિ સંશય ધરયાએ ॥ ૬ ॥ વહેસે નીર પ્રવાહ, કેમ તે નમીયેએ ॥ ન કરે નમણ સનાત્ર, જાણ્યું સ્વામીયેએ ॥ ૭ ॥ ચરણ અંગુઠે મેરૂ, ચાંપી નાચીઓ એ ॥ મુજ શિર પગ ભગવંત, એમ કહી રાચીયોએ ॥ ૮ ॥ ઉલટયા સાયર સાત, સરવે જળ ળ્યાએ ॥ પાતાળે નાગેંદ્ર, સઘળા સળ સળ્યાએ ॥ ૯ ॥ ગિરિવર ત્રુટે ટુંક, ગડગડી પડયાએ ॥ તીન ભુવનના લોક, કંપિત લડ થડયા એ ॥ ૧૦ ॥ અનંત બળ અરિહંત, સુરપતિએ કહ્યું

એ ॥ હું મૂરખ સહી મૂઢ, એટલું નવિ લહ્યુંએ ॥ ૧૧ ॥ પ્રદક્ષિણા દેઇ ખામેવ, ઓચ્છવ કરેએ ॥ નાચે સૂર ગાવે ગીત, પુન્ય પોતે ભરેએ ॥ ૧૨ ॥ ઇણુ સુખે સ્વર્ગની લીલ, તૃણુ સરખી ગણુએ ॥ જિન મૂકી માયને પાસ, પહ ગયા આપણુએ ॥ ૧૩ ॥ માય જાગી જુએ પૂત્ર; સુરવરે પૂજીઓએ ॥ કુંડળ દોય દેવ દુષ્ય, અમીય અંગુઠે દીઓએ ॥ ૧૪ ॥ જનમ મહોચ્છવ કરે રાય, ઋદ્ધિયે વાધીયોએ ॥ સજ્જન સંતોષી નામ, વર્દ્ધમાન થાપીઓએ ॥ ૧૫ ॥

---

## ॥ ઢાળ ૪ થો. ॥

॥ પ્રભુ વાધેએ શુરતરૂ સરિખો. ॥ એ દેશી. ॥

પ્રભુ કલ્પતરૂ સમ વાધે, ગુણ મહિમા પાર ન લાધે ॥ રૂપે અદ્ભૂત અનુપમ અકલ, અંગે લક્ષણ વિદ્યા સકળ ॥ ૧ ॥ મુખ ચંદ્ર કમળ દલ નયણ, સાસ સુરભિગાંધ મીઠા વયણ ॥ હેમ વરણે પ્રભુ તનુ શોભાવે, અતિ નિર્મળ વિણું નવરાવે ॥ ૨ ॥ તપ તેજે સૂરજ શોહે, જોતાં સુર નરનાં મન મોહે ॥ પ્રભુ રમે રાજકુવર શું વનમાં, માત તાતને આનંદ મનમાં ॥૩॥ બળ અતુલ વૃષભ ગતિ વીર, ઇંદ્ર સભામાં કહ્યો જિન ધીર ॥ એક સુર મૂઢ વાત ન માને, આવ્યો પરખવાને વન રમવાને ॥ ૪ ॥ અહિ થઈ વૃક્ષ આમલીય રાખ્યો, પ્રભુ હાથે

ઝાસી દૂર નાંખ્યો ॥ વળી બાળક થઇ આવી રમીઓ, હારી વીરને ખાંધે લઇ ગમીઓ ॥ ૫ ॥ માત તાત દુખ ધરી કહે મિત્ર, કોઈ વર્ધ્ધમાનને લઈ ગયો શત્રુ ॥ જાતો સુર વાધ્યો ગગને મિથ્થાતી, વીરે મુષ્ટીએ હણ્યો પડયો ધરતી ॥ ૬॥ પાય નમી નામ દીધો મહાવીર, જેવો ઇંદ્ર કહ્યો તેવો ધીર ॥ સુર વળિઓ પ્રભુ આવ્યા રંગે, માત તાતને ઉલટ અંગે ॥ ૭ ॥

॥ વસ્તુ ॥ રાય ઓચ્છવ રાય ઓચ્છવ, કરે મનરંગ ॥ લેખક શાળાએ સુત ઠવે, વીર જ્ઞાન રાજા ન જાણે ॥ તત્ર સૌધર્મ ઇંદ્ર આવીયા, પૂછે ગ્રંથ સ્વામી વખાણે ॥ વ્યાકરણ જૈન તિહાં કીયો, આનંદ્યો સુર રાય ॥ વચન વદે પ્રભુ ભારતી, પંડયો વિસ્મય થાય. ॥

---

## ઢાલ ૫ મા.

યોવન વય જવ આવીયાએ, રાય કન્યા જશોદા પરણાવીઆએ ॥ વિવાહ મહોચ્છવ શુભ કીયાએ, સર્વે સુખ સંસારનાં વિલસીયાએ ॥ ૧ ॥ અનુંક્રમે હુઇ એક કુંવરીએ, ત્રીસ વરસ જિનરાજ લિલા કરીએ ॥ માત પિતા સદ્ગતિ ગયાએ, પછે વીર વૈરાગે પૂરીયાએ ॥ ॥ ૨ ॥ મયણરાય સેન જીતીઆએ ॥ વીરે અથિર સંસાર મન ચિંતીઆએ ॥ રાજ રમણિ ઋદ્ધિ પરિહરિએ, કહે કુટુંબને લેશું સંયમ સિરિએ ॥ ૩ ॥

## ॥ ઢાળ ૬ ઠી. ॥

॥ રાગ ગોડી. ॥

પિતરીઓ સુપારારે, ભાઇ નંદિવર્દ્ધન ॥ કહે વચ્છ એમ ન કીજીયેએ ॥ ૧ ॥ આગે માત તાત વિછોહુરે, તું વળી વ્રત લીયે ॥ ચાંદે ખાર ન દીજીએ ॥ ૨ ॥ નીર વિના જિમ મચ્છીરે, વીર વિના તિમ ॥ ટળવળતું ઇમ સહુ કહેએ ॥ ૩ ॥ કૃપાવંત ભગવંતરે, નેહ વિના વળી વરસ બે ઝાઝેરાં રહ્યાએ ॥ ૪ ॥ ફાસુ લીએ અન્નપાનરે ॥ પર ઘર નવિ જમે ॥ ચિત્ત ચારિત્ર ભાવે રમેએ ॥ ૫ ॥ ન કરે રાજની ચિંતરે, સુર લોકાંતિક ॥ આવી કહે સંયમ સમેએ ॥ ૬ ॥ બૂજ બૂજ ભગવંતરે, છોડી વિષય સુખ ॥ એ સંસાર વધારણોએ ॥ ૭ ॥

---

## ॥ ઢાળ ૭ મી. ॥

॥ આવે આદે ઋષભનો પુત્ર એ દેશી. ॥

આલે આલે ત્રિસલાનો કુંઅર, રાજા સિદ્ધારથનો નંદન; દાન સંવત્સરીએ ॥ એક કોડી આઠલાખ દિન પ્રત્યેએ, કનક રયણ રૂપા મોતાતો, મુઠી ભરીભરીએ ॥ આલે આલે० ॥૧॥ ઘણું કણ ગજ રથ ઘોડલાએ, ગામ નગર પુર દેશતો; મન વંછિત વળીએ ॥ નિર્ધનને ધનવંત કીઆએ, તસ ઘર ન ઓળખે નારિતો; સમ કરે વળીવળીએ ॥ આલે આલે० ॥૨॥ દુઃખ દારિદ્ર ટાળ્યાં જગ તણાંએ, મેઘપરે વ-

રશી દાનતો, પૃથ્વી અરૂણ કરીએ॥ બહુ નર નારી ઓચ્છ-વ જુએએ, સુરનર કરે મંડાણતો; જિન દિક્ષા વરીએ ॥ આલે આલે૦ ॥ ૩ ॥ વિહાર કરમ જગ ગુરૂ કીઓએ, કેડે આવ્યો માહણ મિત્રતો; નારી સંતાપિઓએ ॥ જિન યાચક હું વિસરયોએ, પ્રભુ ખંડ થકી દેવ દુષ્યતો; પટ ખંડ કરી દીઓએ ॥ આલે આલે૦ ॥ ૪ ॥

---

## ॥ ઢાળ ૮ મી. ॥

### ॥ રાગ સામેરી. ॥

॥ છઠ્ઠી ભાવના મન ધરો. ॥ એ દેશી. ॥

જસ ઘર હોયે પ્રભુ પારણું, સુર તિહાં કંચન વરસે અતિ ઘણું ॥ આંગણું દીપે તેજે તેહ તણુંએ ॥ દેવ દુદુંભી વાજેએ, તેણે નાદે અંબર ગાજેએ ॥ છાજેએ ત્રિભુવન માંહે સોહામણુંએ ॥ ૧ ॥ ત્રુટક ॥ સોહામણું પ્રભુ તપ તપે, બહુ દેશ વિદેશે વિચરતા ॥ ભવિ જીવને ઉપદેષ દેતા, સાતે ધાત સમાવતા ॥ ષટ માસ વન કાઉસગ્ગ રહી, જિન કઠીન કર્મ દહે સહી ॥ ગોવાળ ગૌઊ ભળાવી ગયા, વીર મુખે બોલે નહીં ॥ ૨ ॥ પુર્વલી॥ ગોરૂ સવિ દહ દિસે ગયા, તેણે આવી કહ્યું મુનિ કિહાં ગયા ॥ ઋષિરાયા ઉપર મૂરખ કોપિયાએ ॥ ચરણ ઉપર રાંધી ખીર, તેણે ઉપસર્ગે ન ચળ્યા વીર ॥ માહાવીર શ્રવણે ખીલા ઠોકીયારે ॥ ૩ ॥ ત્રુટક ॥ ઠોકીયા ખીલા દુઃખે

પીડ્યા, કો ન લહે તેમ કરી ગયા ॥ જિનરાજને મન શ- ત્રુ મિત્ર સરખા, મેરૂપરે ધ્યાને રહ્યા ॥ ઉનહી વરસે મે- ઘ બારે, વીજળી ઝબુકે ઘણી ॥ બેહુ ચરણ ઉપર ડાભ ઉગ્યો, ઇમ રાહી ત્રિભુવન ધણી ॥ ૪ ॥ ઢાળ પુર્વલી ॥ એક દીન ધ્યાન પૂરૂં કરી, પ્રભુ નયરિયેં પોહોતા ગો- ચરી ॥ તિહાં વેદે શ્રવણે ખીલા જાણીયાએ ॥ પારણું ક- રી કાઉસ્સગ્ગે રહ્યા, તિહાં વેદે સંચ ભેલા કીઆ ॥ બાં- ધીયા વૃક્ષે દોર ખીલા તાણીઆએ ॥ ૫ ॥ ત્રુટક ॥ તાણી કાઢ્યા દોર ખીલા, વીર વેદના થઇ ઘણી ॥ આક્રંદ કરતાં ગિરી ચયો, સતુ ખંડ જુઓ ગતિ કર્મ તણી ॥ બાંધેરે જીવડો કર્મ હસતાં, રોવતાં છુટે નહીં ॥ ધન્ય ધન્ય મુનિ- વર રહે સમચિત, કર્મ એમ ત્રુટે સહી ॥ ૬ ॥

---

## ॥ ઢાળ ૯ મી. ॥

જુઓ જુઓ કરમેં શું કીધુંરે, અન્ન વર્ષ ઋષભે ન લીધુંરે ॥ કર્મ વશ મ કરો કોઈ ખેદરે, મલ્લીનાથ પામ્યા સ્ત્રી વેદરે ॥ ૧ ॥ કર્મ ચક્રી બ્રહ્મદત્ત નડીઓરે, શુભુમ નરક માંહે પડીઓરે ॥ ભરત બાહુબળશું ભડીઓરે, ચક્રી હારયો રાય જસ ચડીઓરે ॥ ૨ ॥ સનત કુમારે સહ્યા રોગરે, નળ દમયંતિ વિયોગરે ॥ વાસુદેવ જરા- કુમરે મારયોરે, બળદેવ મોહનીયે ધારયોરે ॥ ૩ ॥ ભા- ઇ સબ મસ્તકે વહીઓરે, પ્રતિબોધ સુર મુખે લહીઓરે॥

શ્રેણીક નરકે એ પોહોતોરે, વન ગયા દસરથ પુત્રોરે ॥૪॥ સત્યવંત હરિચંદ્ર ધીરરે, ડુંબ ઘેર શિર વહ્યું નિરરે ॥ કુબેરદત્તાને કુ યોગરે, બહિન વળી માતાશું ભોગરે ॥ ૫ ॥ પરહથ્થે ચંદનબાળરે, ચઢિઓ સુભદ્રાને આળરે ॥ મયણરેહા મૃગાંક લેખારે, દુઃખ ભોગવીઆ તે અનેકારે ॥ ૬ ॥ કરમે ચંદ્ર કલંકયોરે, રાય રંક કોઇ ન મૂકયોરે॥ ઈંદ્ર અહિલ્યાશું લુબ્ધ્યોરે, રેનાદે વીઆહુ કીધોરે ॥ ૭॥ ઈશ્વર નારીયે નચાવ્યોરે, બ્રહ્મા ધ્યાનથી ચૂકાવ્યોરે ॥ અઇ અઇ કરમ પ્રધાનરે, જીત્યા જીત્યા શ્રી વર્ધમાનરે.॥૮॥

---

## ॥ ઢાળ ૧૦ મો. ॥

ઇમ કર્મ હણ્યા સવિ, ધીર પુરૂષ મહાવીર ॥ બાર વર્ષ તપ્યો તપ, તે સઘળો વિણ નીર ॥ શાલિવૃક્ષ તળે પ્રભુ, પામ્યા કેવળ જ્ઞાન ॥ સમોસરણ રચે સુર, દેશના દે જિન ભાણ ॥ ૧ ॥ અપાપા નયરિ, યજ્ઞ કરે વિપ્ર જેહ ॥ સવિ બુજવી ક્રિઆ, વીરને વંદે તેહ ॥ ગૌતમ ઋષિ આદે, ચારસેં ચાર હજાર ॥ સહસ્સ ચૌદ મુનિવર, ગણધર ચૌદ ઇગ્યાર ॥ ૨ ॥ ચંદનબાળા મુખ, સાધવી સહસ છત્રીશ ॥ ઢોઢ લાખ સહસ નવ, શ્રાવક દે આશીશ ॥ ત્રણ લાખ શ્રાવિકા, અધકી સહસ અઢાર ॥ સંઘ ચતુર્વિધ સ્થાપો, ધન ધન જિન પરિવાર ॥ ૩ ॥ પ્રભુ અશોક તરૂ તળે, ત્રિગડે કરેઅ વખાણ ॥ સુણે બારે પ્રખદા,

ચોજન વાણી પ્રમાણુ ॥ ત્રણ છત્ર સોહે શિર ॥ ચામર ઢાળે ઈંદ્ર ॥ નાટક બદ્ધ બત્રીસ, ચોત્રિસ અતિશય જિ-ણંદ ॥ ૪ ॥ ફુલ પગર ભેર સુર, વાજે દુદુંભી નાદ ॥ ન-મે સકળ સુરાસુર, છાંડી સવિ પરમાદ ॥ ચિહુ રૂપે સોહે, ધર્મ પ્રકાશે ચાર ॥ ચોવિસમો જિનવર, આપે ભવનો પાર ॥ ૫ ॥ પ્રભુ વર્ષ બહોતેર ॥ પાળી નિર્મળ આય ॥ ત્રિભુવન ઉપગારી, તરણ તારણ જિનરાય ॥ કાર્તિક માસે દિન, દિવાળી નિરવાણ ॥ પ્રભુ મુગતે પોહોત્યા, પામે નિત્ય કલ્યાણ ॥ ૬ ॥

## ॥ કળસ. ॥

ઈમ વીર જિનવર સયલ સુખકર, નામે નવનિધિ સંપજે ॥ ઘર ઋદ્ધિ વૃદ્ધિ સુસિદ્ધિ પામે ॥ એક મના જે નર ભજે ॥ તપગચ્છ ઠાકુર ગુણ વૈરાગર, હીર-વિજય સુરિશ્વરો ॥ હંસરાજ વંદે મન આનંદે, કહે ધન્ય મુજ એ ગુણો ॥ ૧ ॥

## ઇતિ પાંચ કલ્યાણકનું સ્તવન સંપૂર્ણ.



प्रत्येक महिने प्रगट थतुं पुस्तक.

# 'ज्ञान प्रकाश.

गुजरातमां जैनवर्गमां निकळतुं चोपानियु फक्त आ एकज छे. तेनी अंदर धर्म संबंधी विषयो तथा शास्त्रनी वात दाखल करवामां आवे छे.

## कींमत.

मास १२ नो रु १ )
टपाल खर्च रु ०)≈ } अगाउथी.

---

सर्वे जैनधर्मी सद्गृहस्थोने खबर आपवामां आवे छे के निचे लखेली जैनधर्मनी चोपडीओ, शुद्ध अने सारी छापथी छापेली अमारे त्यां (निचे सही करनार पासे)थी तथा मुंबाइमां सा. मगनलाल जीवराज ठा. बाहारकोट बंगडी बजारमां माधवजी प्रेमजीनी दुकानेथी मळशे.

०-१२—० महावीर स्वामीनुं चरित्र.
०—२—० महावीर स्वामीना सत्तावीश भवनुं स्तवन.
०—२—० महावीर स्वामीना पांच कल्याणकनुं स्तवन.
०—२—० पुन्यप्रकाशनुं स्तवन.
०—१—० सामायक सुत्र अर्थ सहित
०—३—० रसिक स्तवनावळी भाग १ लो.
०—४—० पांच प्रतिक्रमणसुत्र

**सा. मगनलाल हठीसंग.**
**ज्ञानप्रकाशना मालेक.**
ठा रामजीमंदिरनी पोळ.